

परमात्मने नमः ।

# સ્વર્ગનો ભોમીયો.


લેખક તથા પ્રકાશક.

મોહનલાલ મંગળદાસ શાહ.

મુ. અલીણા તા. નડીઆદ [ગુજરાત]



પ્રત ૧૦૦૦ સં. ૧૯૭૮ પ્રથમાવૃત્તિ

સને ૧૯૨૨

શ્રી શારદા વિજય પ્રિં. પ્રેસમાં શા. હરજીવનદાસ
અમરસીએ છાપી-સાથપીપળી. નડીઆદ.

કિંમત રૂ. ૦-૧-૬

## મને ઉત્સાહ આપનાર ગૃહસ્થોનાં મુબારક નામો.

| નામ | ગામ | નામ | ગામ |
|---|---|---|---|
| બ્રહ્મભટ્ટ છોટાલાલ ગલાભાઇ | માતર, | પરીખ અંબાલાલ મુળજીભાઇ | અલીણા |
| પટેલ મોતીભાઇ કસનદાસ | અલીણા. | પરીખ અંબાલાલ છોટાલાલ | , |
| જાની શંકરલાલ અંબારામ | , | સાહ ચુનીલાલ કેસવલાલ | , |
| લવાર નારણભાઇ લાલદાસ | , | સાહ કેશવલાલ લલ્લુભાઇ | , |
| પરીખ નાથાભાઇ હરગોવનદાસ | , | સાહ ચીમનલાલ મોહનલાલ | , |
| પટેલ શંકરભાઇ રણછોડ | , | પરીખ જેઠાલાલ મણીલાલ | , |
| સાહ મોહનભાઇ મથુરદાસ | , | સાહ મણીલાલ જેઠાલાલ | જંત્રાલ |
| સાહ સોમાભાઇ લલ્લુભાઈ | , | સાહ વલ્લવદાસ ચુનીલાલ | , |
| સાહ સાંકળચંદ કાળીદાસ | , | સાહ મોહનલાલ છોટાલાલ | , |
| દવે સોમાલાલ પ્રાણલાલ | , | સાહ હીરાલાલ મથુરદાસ | સાંઢાસાલ |
| દેરાશી માણેકલાલ મણીશંકર | , | સાહ મણીલાલ છોટાલાલ | દેલોલ |
| સાહ મણીલાલ ચુનીલાલ | , | સાહ ચીમનલાલ ચુનીલાલ | , |
| સાહ નાથાભાઈ રામદાસ | , | પરીખ કાંન્તીલાલ મણીલાલ | અલીણા |

# પ્રસ્તાવના.

આ નાનકડા પુસ્તકને પ્રસ્તાવનાની જરૂર નથી. કિન્તુ લેખકે પોતાનો ઉદ્દેશ વાંચકને વિદિત કરવાની ફરજ છે તેમ ધારી મારી અલ્પ મતિ અનુસાર કિંચિત લખવાનુ યોગ્ય ધારૂં છું.

આ એક નીતિદર્શક વિવિધ દુર્ગુણોનો નાશ કરી ઉત્તમ ગુણોને ધારણ કરવા ઉત્સાહ પ્રેરનાર, સ્વધર્મ આચરતાં તેને માટે જે દુઃખો ઉત્પન્ન થાય તેને આનંદ થી, ઉત્સાહથી સહન કરી સ્વધર્મથી પ્રાણાન્તે પણ ન ચળવા બોધ આપી પ્રભુ પામવાનો સરળ માર્ગ દર્શક સ્વર્ગના ભોમીયા નામનું મારા હૃદયના ઉંડાણના વિચારો થી ભરેલુ રસિક પુસ્તક છે. જો તેનો યોગ્ય ઉપયોગ કરવામાં આવશે તો અવશ્ય હરેકને લાભ થશેજ તેમાં અતિશયોક્તિ નથી.

ઇશ્વર અર્પિત બુદ્ધિથી હું બાળપણથી એટલું તો જાણતો હતો કે અન્યને દુભાવવા, હૃદયમાં કપટતા રાખી કોઇનો વિશ્વાસઘાત કરવો, તથા અનીતિથી ચાલવું તે મહા પાપ છે. જેથી હું કેટલેક અંશે તેથી દુર રહેવા પ્રયત્ન આચરતો કિન્તુ તેમાં મને જોઇએ તેવી સફળતા પ્રાપ્ત થતી ન હતી, કિન્તુ જ્યારથી મને શ્રીયુત અલીણા નિવાસી (હાલ વડોદરા) મોહનલાલ મગનલાલનો સત્સંગ

થયો ત્યારથી મારી ધર્મ ઉપર શ્રદ્ધા દિનપ્રતિદિન વૃદ્ધિ પામવાથી હું કેટલેક અંશે અનીતિથી દુર રહેવામા સફળ થયો છું.

આ પુસ્તક પ્રસિધ્ધ કરવા માટે મને શ્રીયુત્ પટેલ જીવાભાઈ બહેચરભાઈએ તથા શાહ સોમાલાલ મગનલાલે તથા શાહ ચીમનલાલ મગનલાલે, પા. શનાભાઈ નાથાભાઈ, તથા પા. ભાઈજી જેસંગભાઈએ ઉત્સાહ આપ્યો છે તે બદલ મારે તેમનો ઉપકાર માનવા ભૂલવું ન જોઈએ

આ પુસ્તકની હસ્તલિખિત કોપિ કણજરી નિવાશી શ્રીયુત ભિખાભાઈ ગોપાળભાઈએ તપાસવા જે શ્રમ લીધો છે તે બદલ તેમનો અત્રે ઉપકાર માનવા મારે ભૂલવું ન જોઈએ.

આ પુસ્તકમાં મારી અલ્પ બુધ્ધિ અનુસાર જે વિ-ષયોનું નિરૂપણ કરેલું છે તેમાં જો ભૂલ હોય તો મને માફ કરવું. આ મારો પ્રથમ પ્રયાસ હોવાથી ભૂલ થવાનો સંભવછે. વળી જોઈએ તેવો મારામાં જ્ઞાનનો ભંડાળ પણ નથી.

અંતે જો સુજ્ઞ વાંચક બન્ધુઓ આ પુસ્તકનું મનન કરી ઇશ્વરપરાયણ જીવન ગાળશે, તો લેખક પોતાનો પ્રયત્ન સફળ થયો છે એમ માનશે. અસ્તુ.

ૐ શાન્તિ । શાન્તિ ।

અશાડ સુદી ૧૧ | લેખક તથા પ્રકાશક

અલીણા. | મોહનલાલ મંગળદાસ શાહ.



॥ तत्सत् परमात्मने नमः ॥

# સ્વર્ગનો લોભીયો.



અત્યારે સવારના આઠેક વાગ્યા છે. નિશાના અંધકારનો સંપૂર્ણ રીતે નાશ કરી સૂર્ય ભગવાન, સંપૂર્ણ રીતે પ્રકાશી, પોતાના સુંદર અને મધુર કિરણોનો, દિવ્ય પ્રકાશ આપી, જગતના લોકોની આળસને હરી, હર્ષયુક્ત આનંદમય કરી રહ્યા છે પક્ષીઓ પોતાના નાનકડા મુખમાંથી, મીઠા મીઠા મધુર શબ્દો રૂપી પુષ્પથી, અને પવન પોતાની મંદ મંદ લહેરોથી જાણે વધાવી ન લેતાં હોય ! તેમ દીસે છે આજ સૂર્યની સપ્રેમ મધુર રોશની ચોમેર ભપકાદાર રીતે ફેલાઈ ગઈ છે સર્વત્ર શાન્તિ ભાસે છે. જનસમાજ નદીના પ્રવાહની પેઠે ધોરી રસ્તે વહેવા લાગે છે. અત્યારે એક તરૂણ યુવક કંઇક વિચાર માં પસાર થતો દ્રષ્ટિગોચર થાય છે.

ઉપરોક્ત યુવાનનો ચહેરો તેજસ્વી છે. તેના હસ્ત કમળમાં એક પેન્સિલ તથા કાગળોનું ઝુંડ છે. તે થોડુંક ચાલ્યો, એટલામાં જાણે કંઇક યાદ ન આવ્યું હોય તેમ તત્કાળ પાછો ફર્યો. થોડુંક ચાલ્યો એટલામાં એક ગૃહ તેની નજરે પડયું. તેના મુખ ઉપર આનંદની રેખાઓ દીસવા લાગી. જાણે તેને કંઈક શાન્તિ પ્રાપ્ત ન થઇ હોય તેમ થયું કિન્તુ તેનો ચહેરો હજુ ગંભીરજ દેખાય છે. તેણે તે ગૃહમાં પ્રવેશ કર્યો અને કંઇક વિચાર કરી નીચે મુજબ પત્ર લખવા બેઠાઃ—

પરમ દિવ્ય, અતિ ધન્ય, સત્યનું અડગ અલૌકિક, મહાન તેજસ્વી, અનેક મહાન સાચા દેવોથી રક્ષાએલું, પરમાત્માનો આશિર્વાદ પામેલું, અનેક શસ્ત્રોમાં પોતાના સદ્‌ગુણો રૂપી દીવ્ય શક્તિથી મહાન શ્રેષ્ટ થઇ ચૂકેલું સર્વ સદ્‌ગુણોમાં પ્રમુખપદ પ્રાપ્ત કરી ચૂકેલું, પરમાત્મા પરમ કૃપાળુ દયાળુ વિભુના પ્રસાદ રૂપ મહાન દિવ્ય શસ્ત્રને પ્રાપ્ત કરી તેના આશ્રયથીજ અનેક શારીરિક, માનસિક, આધ્યાત્મિક દુઃખોનો નાશ કરી સદ્‌ગુણોના ભંડાર રૂપ થઇ ચૂકેલા પવિત્ર પંથી મહાત્મા આનંદપ્રસાદ,....

બંધુ ! આજકાલ કરતાં દિન પર દિન વ્યતિત થતાં વાર લાગી નહિ. જોતજોતામાં સત્યનો પવિત્ર અંશ

પ્રાપ્ત કર્યે જગનિયંતા આપણા સાચા નાથ તરફ પ્રયાણ કરતાં અનીતિ રૂપી રાજાની ગુલામીને તિલાંજલી આપતાં અનેક સદ્‌ગુણોને આકર્ષી આપણા તરફ ખેંચી લાવતાં શુભ ગુણો તરફ અર્થાત્ પ્રભુ તરફની આધીનતા સ્વીકારતાં, પવિત્ર પંથે વિચરવા પ્રયત્નો કરતાં આજે લગભગ આઠ માસ વ્યતિત થઇ ગયા છે.

અહાહા ! હું આઠ માસ પૂર્વે ક્યાં હતો ? શું કાર્ય કરી રહ્યા હતો ? કેવા વિચારો કરી મારા મનને હું કઇ તરફ દોરી રહ્યો હતો, તેનું ચિંતવન અર્થાત વિચાર કરૂં છું, તો મને આશ્ચર્ય ઉપજ્યા સિવાય રહી શકતું નથી. હું તે વખતે અજ્ઞાન રૂપી નિશામાં, અનીતિ રૂપી કિલ્લામાં, અંધકારમય વાતાવરણમાં, ગોથાં ખાઇ આ પ્રભુ તરફની બક્ષિસ આ અમૂલ્ય સંસાર સાગર તરવાના ઉચ્ચ સાધન રૂપ અમૂલ્ય જીંદગીને બરબાદ કરી રહ્યા હતો

ત્યાં કોઇ કોઇ પ્રસંગોપાત જ્યારે મારો નિશો ઉતરતો, મારા અજ્ઞાનનો નાશ થતો, મને જ્ઞાન થતું, મને સત્સંગ થતો ત્યારે મને મારા સ્વરૂપનુ સાધારણ ભાન થતું અને હું સત્ય તરફ ચાલવા અડગ નિશ્ચય કરતો; પ્રતિજ્ઞાઓ પણ લેતો અને પ્રભુ તરફ જવા માટે, સત્ય તરફ પ્રયાણ કરવા માટે, મારી મૂળ સ્થીતિએ

પહોંચવા માટે માર્ગ કાપવા મેદાનમાં નીકળી પડતો. અર્થાત અનીતિ રૂપી કિલ્લાની બહાર નીકળવા પ્રયત્ન કરતો હતો, કિન્તુ તે મહાન રાજાના અનેક દૂતો મને અટકાવતા હતા, અર્થાત તેઓ મેં કરેલી દૃઢ પ્રતિજ્ઞાઓનું, અડગ નિશ્ચયોનું, શુભ વૃત્તિઓનું તથા મેં સંગ્રહ કરેલા સદ્ગુણો રૂપી, અમૂલ્ય અલૌકિક, દિવ્ય ધનનું હરણ કરી મને બંધીવાન બનાવી, મને ગુલામ બનાવી જબરજસ્તીથી તેમનો ધર્મ સ્વીકારાવી, મને અત્યંત દુઃખી કરી રિબાવતા હતા તે વખતે મારી પાસે કોઇપણ જાતનું શસ્ત્ર નહીં હોવાથી મારે તેમનું કહેવું સ્વીકાર્યા સિવાય ચાલે તેમ નહતું. જેથી મારી સ્થિતિ ઘણીજ દયામણી થઇ ગઇ હતી. જો કે પહેલાં હું પ્રભુ ચિંત્વન કરતો, નીતિથી ચાલવા પ્રયત્ન કરતો, આપ જેવા ધાર્મિક ઉચ્ચ ભાવનાશાળી, મહાપુરૂષો પ્રતિ ઉચ્ચ ભાવ રાખતો, શાસ્ત્રોનુ મનન કરતો તથા સદ્ગુણો રૂપી દિવ્ય ધન મેળવવા પ્રયત્ન આદરતો કારણ કે અનીતિ રૂપી રાજાના કિલ્લામાંથી મુક્ત થવા ધનની જરૂર હતી, કિન્તુ જરૂર જેટલું ધન પ્રાપ્ત થતા પહેલાં અનીતિના દૂતો લુટારૂઓ મારા ઉપર હલ્લો કરી ઘણી મહેનતે, ઘણા કષ્ટે સંચય કરેલા દ્રવ્યને પાયમાલ કરી મને ભિખારી બનાવી દેતા. આવી રીતે અમૂલ્ય દ્રવ્યને પાયમાલ થતું જોઇ હું ઘણો મુઝાતો, અકળાતો હતો. મને

કોઈ સંગીન ઉપાયો જડતા ન હતા. તેથી હું અતિ દુઃખમાં અર્થાત અનીતિ રૂપી, અજ્ઞાન રૂપી, અંધકારમય, ભયંકર, બિહામણા કિલ્લામાં મહાન કષ્ટ સહન કરી આ અમૂલ્ય મનુષ્યાવતાર પૂર્ણ કરતો હતો.

ઉપરોક્ત હૃદય દ્રવીત દયામણા સ્થિતિમાં 'પણ મેં હિંમત રાખી પૂર્વે કહી ગયો તેમ પ્રભુ નામ સ્મરણ ચાલુ રાખ્યું; એ આશાએ કે પ્રભુ તરફથી કંઈક મદદ મળે તો આ ભયાનક દુઃખથી મુક્ત થવું; એટલામાં પ્રભુ કૃપા થઇ. જેથી આપનું આ તરફ આગમન થયું. આપને વિવિધ વિષયો પ્રતિ વાર્તાવિનોદ કર્યો. થોડે ઘણે અંશે આપણા બન્નેના વિચારો મળતા આવ્યા. ત્યાર પછી મેં મારા વિચારો આપને દર્શાવ્યા. તે તમોને પસંદ પડ્યા. જે આપણે બંને મિત્રો અનીતિ રૂપી કિલ્લામાંથી કેવી રીતે મુક્ત થવું તેના વિચારમાં પડ્યા. રાત્રિ દિવસે એકાંતમાં ખુબ વિચાર કર્યા એટલામાં અચાનક આપણી ઉપર પ્રભુ કૃપા થઇ અને એક શસ્ત્ર આપણને પ્રભુએ દયા કરી આપણને બક્ષીસ આપ્યું. અહાહા ! તે મનવાંછિત ફળ દાતા, અનેક સદ્‌ગુણ રૂપી દિવ્ય ધનનું મૂળ, પ્રભુ તરફ લઇ જનાર સીડીઓ, આ ભવસાગરના ભયાનક અનંત રોગ મટાડનાર તાવીજ. અહો ! તે શસ્ત્રનું વર્ણન દેવી સરસ્વતિ કરવા શક્તિ-

માન નથી. તો હું કોણ ? તે દિવ્ય, અલૌકિક શસ્ત્રનું નામ સત્ય-સત્ય.

પછીથી આપણે તે શસ્ત્રને કેમ વાપરવું તેના વિષય પરત્વે અનેક વિચારો કરવા લાગ્યા. પ્રભુની દયા તો જુઓ, વહાલા બંધુ ! દયાળુ પ્રભુએ તેજ વખતે આપણને મુંઝાતા જોઇ આપણા દુઃખોનો નાશ કરવા, આપણને અનંત સુખોનો અનુભવ કરાવવા આપણા ઉપર દયા કરી આપણાં આંસુ લુછી નાખી આપણને ધૈર્ય આપી આપણને જ્ઞાન આપ્યું અને કહ્યું કે પ્રથમ આ સત્ય રૂપી શસ્ત્રને અડગતાથી, દૃઢ નિશ્ચયથી હૃદયમાં ધારણ કરો. પછીથી નીતિથી ચાલવા નિશ્ચય કરો અર્થાત સાદુ જીવન ગાળવા નિશ્ચય કરો. સત્યનું અડગ શસ્ત્ર ગ્રહણ કરી, સત્ય રૂપી તાવીજ હૃદયમાં ધારણ કરી પ્રભુના દિવ્ય સ્વરૂપનું લક્ષસ્થાન રાખી, પ્રભુ નામ સ્મરણ રૂપી વિમાનમાં બેસી ચાલ્યા જાવ એટલે અનીતિનો કિલ્લો, અજ્ઞાનનો કિલ્લો, મિથ્યા ભાસનો માયાનો કિલ્લો અદ્રશ્ય થશે અને એક મોટું મેદાન દેખાશે, તે તરફ તમારૂં વિમાન ચલાવ્યા જાઓ, ગભરાશો નહિ; હું તમારૂં રક્ષણ કરીશ.

પવિત્ર બંધુ ! પ્રભુની કૃપા તો જુઓ. તે વખતે આપણા ઉપર દયા કરી ચેતવણી આપી કે વચ્ચે રસ્તા

માં અનીતિ રૂપી રાજાના કામ, ક્રોધ, લોભ વગેરે અનેક હલો કરે છે, તે તમારો કેડો છોડશે નહિ. માટે ધૈર્ય શસ્ત્રથી તેમના ગુલામ થશો નહિ; લાલચોમાં ઘેલા થશો નહિ. સીધા ચાલ્યા જ જશો.

બંધુ ! ત્રીજી શિખામણ પ્રભુએ આપી કહ્યું કે આ ભવસાગર રૂપી દરિયો ઘણોજ લાંબો છે માટે આપણે ક્યાં સુધી પ્રયાણ કર્યું છે કેટલો માર્ગ કાપ્યો છે. માર્ગ કાપતાં આપણને કેટલા શત્રુઓએ અડચણ કરી છે તે કામ ક્રોધાદી લુટારૂઓ કેટલે દરજ્જે ફાવ્યા છે તથા આપણે કેટલી શક્તિ પ્રાપ્ત કરી છે અર્થાત સદ્ગુણો રૂપી કેટલું દ્રવ્ય આપણી પાસે છે. તેનું ભાન રહેવા માટે જેમ જેમ આગળ જાઓ તેમ તેમ તમો નોંધ કરતા રહેજો. જેથી તમારો માર્ગ સરળ થશે.

પવિત્ર બંધુ ! ઉપર મુજબ ચાલવાનો આપણે પ્રભુ દૃઢ નિશ્ચય કર્યો. તુરતજ આપણે તેમ કરવાનું અર્થાત આપણી મુસાફરી સંવત ૧૯૭૮ ના કારતક સુદી ૬ ને વાર રવિવાર અમૃત તુલ્ય તારીખે આસરે બપોરે સવા બોજે ચાલુ કરી.

આપણી મુસાફરીનો હેવાલ આપણને મુસાફરી પત્રકમાં લખેલી અડચણ આવી નહિ. કિન્તુ જેમ જેમ આપણે આગળ વધતા ગયા તેમ તેમ રાજા અનીતિના

ફુતોએ આપણને હેરાન કરવાનું કાર્ય આરંભ્યું. તે લુટારૂઓએ ઘણીજ મહેનત કરી પણ તેઓ જોઇએ તેવા સફળ થયા નહિ. હું તેમનું અંધકારમય રાજ્ય છોડી પ્રકાશ તરફ, આનંદ તરફ, સત્ય તરફ, મહાનપ્રભુ પરમાત્મા તરફ પ્રયાણ કર્યે જતો હતો. અનીતિ રાજ્યના અંધકારમય વાતાવરણને તિલાંજલી આપી. અનીતિની ગુલામીથી મુક્ત થઇ, પ્રભુની આ-ધીનતા સ્વીકારવા, પ્રયત્ન કર્યા જતો હતો. જેથી તે લુટારૂઓને મારા ઉપર ક્રોધ ચઢયો અને મને દુઃખી કરવા તૈયાર થયા કિન્તુ મારા હૃદયમાં સત્ય રૂપી મ-હાન ચમત્કારીક તાવીજ હોવાથી, તેઓ મને કંઇ પણ કરી શકયા નહિ જ્યારે તેઓ નિષ્ફળ જતા ત્યારે તે લુ-ટારૂઓએ હીંમત રાખી મને સત્યથી ચળાવવા મારા હૃ-દયમાં સત્ય રૂપી તાવીજ હરણ કરવા, અરે! મને સત્ય થી ભ્રષ્ટ કરવાના પ્રયત્નો આરંભ્યા, કિન્તુ અત્યાર સુ-ધી તેઓ પ્રભુની ઇચ્છાથી જોઇએ તેવા સફળ થયા નથી.

પછીથી તે ભયાનક ક્રૂર લુટારૂઓએ મને સત્ય-થી ચળાવવાનું મૂકી દઇને મેં પ્રભુના સ્મરણ રૂપી વિમા-નનો આશરો લીધો હતો તેનો નાશ કરવા પ્રયત્નો આરં ભ્યા. વિમાનને ચલાવવા માટે સદ્ગુણો રૂપી દ્રવ્ય મારે આપવું પડતું હોવાથી લુટારૂઓએ તે દ્રવ્ય લે સદ્ગુણો

રૂપી અમૂલ્ય અલૌકિક દિવ્ય ધનને હરણ કરવા માટે અને નીતિથી ચળાવવા માટે પુરજોસથી પ્રયત્નો આરંભ્યા તેમાં તેઓ કોઇ કોઇ પ્રસંગોપાત ફાવી જતા હતા. કિન્તુ, પ્રભુ કૃપાથી મને તેવા પ્રસંગે હિંમત રહેતી અને અડગતાથી સત્ય રૂપી શસ્ત્ર લુટારૂઓ ઉપર ચલાવવા પ્રયત્ન કરતો કિન્તુ, સત્યને જોતાં લુટારૂઓ અદ્રશ્ય થતા. ધન્ય છે, પ્રભુ ! તુજ દિવ્ય શસ્ત્રને. જ્યારે તેઓ અનેક પ્રયત્નો કરવા છતાં ફાવ્યા નહિ ત્યારે વિવિધ જાતનાં દુઃખ મોકલી આપણને હેરાન કરવા પ્રયત્નો કર્યા પણ પ્રભુ દયાથી આપણે આજે સહીસલામત આ સ્થીતિ સુધી આઠ માસનો લાંબો વાસ કાપી આવી પહોંચ્યા છીએ. પ્રભુ ઝટ આપનો માર્ગ પૂર્ણ કરે. તથાસ્તુ.

અનીતિના દૂતો અર્થાત લુટારૂઓ દરેક પ્રયત્નમાં ફાવી ન શકવાથી છેવટે આપણને વિવિધ પ્રકારના દુઃખો આપી હેરાન કરવાના પ્રયત્નો કરવા લાગ્યા. ત્યાં સુધી કહ્યું હતું.

બંધુ ! દુઃખ એટલે શું ? તે પ્રથમ આપણે વિચારીએ. દુઃખ એટલે આપણને અણગમતી વસ્તુની પ્રાપ્તિ થવી અને સુખ એટલે આપણને જોઇતી સ્થિતિ ઉત્પન્ન થવી. દુઃખ એટલે પ્રભુ પાસે લઇ જનાર

કીમીઓ; દુઃખ એટલે સુખ પ્રાપ્ત કરાવનાર મહાન ખજાનો, દુઃખ એટલે પ્રભુને ઓળખાવનાર ભોમીયો; દુઃખ એટલે પ્રભુમાં વિશ્વાસ પાડનાર દવા દુઃખ એટલે સત્ય હકીકત રૂપી ઉત્તમ જ્ઞાન આપનાર ગુરુ. દુઃખ એટલે ભવિષ્યમાં અત્યંત સુખો પ્રાપ્ત થવાની નિશાની; દુઃખ એટલે આપણે કેટલે દરજ્જે આગળ વધ્યા છીએ તેનું માપ કાઢનાર થર્મોમીટર, દુઃખ એટલે સદ્ગુણ પ્રાપ્ત કરવાનો ઉત્તમ અખલિત ઝરો, વધુ શું લખું સ્નેહી, આપને ઉપરોક્ત બીના અસત્ય લાગશે. કિન્તુ એવા વિચારો જો આપણા મગજમા ભરાયલા હોય તો તેને તિલાંજલી આપવા ચૂકશો નહિ અને વિચારજો કે વરસાદ આવતા પૂર્વે શું થાય છે આકાશમાં વાદળાં ને લીધે. પ્રથમ તો અંધકાર, પછીથી વીજળીગો, તથા હૃદયને ફાડી નાખે તેવા ભયાનક કાટકા; આ બધુ શા માટે કારણકે દુનીયાને સુખી કરવા; આ જગતનું પોષણ કરવા લોકોને નવીન જીવન આપવા માટેજ." તેજ મુજબ પ્રથમ દેખાતાં દુઃખો ભવિષ્યમાં સુખ પ્રાપ્ત કરાવવા માટેજ આવે છે. વળી વિચાર કરો કે અમૂલ્ય હીરાઓ ક્યાંથી પ્રાપ્ત થાય છે? હીરા તો પથરોમાંથી શોધવાથી, ખોળવાથી, પ્રયત્ન કરવાથી, 'હીરા' જેવી ઉત્તમ ચીજ મળી આવે છે, તેવીજ રીતે દુઃખ રૂપી પત્થરો

ના પહાડોમાં શોધવાથી, ખોળવાથી, પ્રયત્ન કરવાથી, સદ્ગુણરૂપી અમૂલ્ય દ્રવ્ય ભંડાર પ્રાપ્ત થાય છે. અને તે ભંડારથીજ આપણે પ્રભુ નામ સ્મરણ રૂપી વિમાન માં બેસી ભાડું ભરી આગળ પ્રયાણ કરીએ છીએ. વળી વિચાર કરતાં આપણને પ્રતિત થાય છે કે આ જગતમાં કોઈ પણ મહાન પુરૂષ દુઃખોને અડગતાથી, ધૈર્યથી સહન કર્યા સિવાય મહાન થઈ શક્યો નથી, દુઃખ રૂપી કસોટી ઉપર કસાયા સિવાય; દુઃખને સહન કરતાં શિખ્યા સિવાય આપણો ઉદ્ધાર થઈ શકે તેમ નથી. આપણું અંતર શુદ્ધ થાય તેમ નથી અને આપણને આપણો માર્ગ સરળ થાય તેમ નથી માટે જે ગાઈમે અનીતિના દૂતો આપણને દુઃખો આપી હેરાન કરે ત્યારે આપણે દુઃખો જોઈ ગભરાઈ ન જતાં, તેના ગુલામ ન થતાં ધૈર્ય રાખી તેને અડગતાથી સહન કરી અનીતી ના દૂતોને બતાવી આપવું, સિદ્ધ કરી દેવું કે અમો તારા ગુલામ થવા જન્મ્યા નથી. કિન્તુ પ્રભુની આધીનતા સ્વીકારવા માટે પ્રભુના સાચા ભક્ત થવા જન્મ્યા છીએ. વળી એ પણ યાદ રાખવું જોઈએ કે જે વખતે આપણા ઉપર દુઃખો પડે તે વખતે ન ગભરાતાં દુઃખ નિવૃત્ત કરવા પ્રભુ પ્રાર્થનાઓ ન કરવાં, ખરા હૃદયથી પ્રભુને દયાળુ પરમાત્માને કહેવું કે હે નાથ ! જો તારે મને દુઃખ

આપવું હોય તો હજી વધારે દુઃખ આપી મને કસોટીએ ચઢાવી દુઃખ તાવણીમાં તાવી મારા મળનો, મારા અંતઃ-કરણના મળનો નાશ કરી મને શુદ્ધ બનાવજે. કિન્તુ તે દુઃખો સહન કરવાનું મનોબળ આપવા ચૂકતો નહિ. બન્ધુ ! પ્રભુની સાન્નિધ્યમાં રહી દુઃખ આનંદથી સહન કરવું તેના જેવો બીજો આનંદ કયો હોઈ શકે, તે મને સમજાતું નથી. જ્યાં સુધી આપણા હૃદયમાં પ્રભુના પવિત્ર નામોચ્ચારના દિવ્ય ટંકારો થાય છે ત્યાં સુધી મને સંપૂર્ણ ખાત્રી છે કે પ્રભુ દયાળુ. મારો વહાલો નાથ, આપણાથી એક પણ તસુ દુર જઇ શકે તેમ નથી. જો પ્રભુ આપણાથી દુર જઇ શકે તેમ નથી તો આપણને દુઃખ પડી શકે તેમ નથી. કોઇ કોઇ પ્રસંગે જો આપણને દુઃખ લાગતું હોય, તો તેમાં આપણીજ અજ્ઞાનતા છે. કોઇ કોઈ પ્રસંગોપાત ઈશ્વર આપણને શિખામણ દેવા માટે, આપણી અજ્ઞાનતાનો નાશ કરવા માટે, આપણા હૃદયના અંધકારનો નાશ કરવા માટે, આપણને જ્ઞાનનો, સત્યનો રસ્તો દેખાડવા માટે દુઃખ રૂપી કડવી દવા આપે છે. તો પછી આપણે પ્રભુ તરફની આપણામાં દિવ્ય પ્રવાહ ભરનારી, આપણા હૃદયને શુદ્ધ, નિર્મળ બનાવનારી, આપણામાં પ્રભુ પ્રકાશને પ્રતિબિંબિત કરાવનારી, આ ભવસાગરનાં અનેક વિઘ્નોને

તરી જવા માટે, અમૃત તૂલ્ય જ્ઞાન આપનારી, શિખામણ રૂપી, દુઃખ રૂપી હવાઓથી કાયર થઈને તેને દુઃખ માની લઈએ તો પછી તેમાં આપણોજ દોષ છે માટે આપણે અહરનિશ એવીજ પ્રાર્થના કરવી જોઈએ. હે વિભુ ! તું મને વારે વારે શિખામણ દેતો રહેજે અર્થાત્ દુઃખ દેતો રહેજે કિન્તુ તું મને તે દુઃખના પ્રમાણમાં સહન કરવાનું બળ આપજે. ગીતાજીમાં પ્રભુ આપણને વિશ્વાસ આપવા માટે આપણા ઉપર દયા કરી કહે છે કે " ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् " જે માણસો જેવી રીતે મને ભજે છે તેવી રીતે હું તેમને પ્રાપ્ત થાઉં છું.

પ્રભુ કહે છે કે જેના હૃદયમાં હું છું તે મારા હૃદયમાં છે. પ્રભુ કહે છે કે જે મને સંભારે છે તેને હું સંભારું છું. પ્રભુ કહે છે કે જે મને શુધ્ધ મનથી, અડગતાથી ભજે છે તેનું હું રક્ષણ કરૂં છું. પૂર્વે કહી ગયો છું કે જ્યાં પ્રભુ નામ સ્મરણના પવિત્ર નામોચ્ચાર થાય છે ત્યાં દુઃખ યત્કિંચિત્ પણ આવી શકતું નથી કેમકે પ્રકાશમાં અંધકાર રહી શકવો અસંભવિત છે. તેમજ પ્રભુ નામ સ્મરણના દિવ્ય પ્રકાશમાં દુઃખ રૂપી અંધકાર પ્રવેશ કરી શકે તે અસંભવિત છે માટે અત્રે સિધ્ધ થાય છે કે જ્યાં પ્રભુ નામ સ્મરણ છે, ત્યાં દુઃખ

નથી. પ્રભુ કેવા છે ? પ્રભુ અનેક ગુણોથી પૂર્ણ સદા આનંદાનંદ આનંદ સ્વરૂપ છે તો વિચાર કરો કે જ્યાં આનંદ છે ત્યાં શોક કેવી રીતે રહી શકશે ? જ્યાં સત્ય છે ત્યાં અસત્ય કેમ રહી શકશે ? બંધુ ! પ્રભુના પવિત્ર નામમાં કેટલું બળ છે તે આપ જાણો છો ? જાણતા હશોજ. કિન્તુ અત્રે કંઇક લખું તે અયોગ્ય નહિ જણાય એમ ધારી લખું છું.

સ્વર્ગનાં રત્નોમાં એક જગ્યાએ કહ્યું છે કે મોટાં મોટાં હથિયારોથી અને બુદ્ધિબળનાં અનેક સાધનોથી જે કામ ના થઇ શકે તે કામ પ્રભુના નામનું સ્મરણ કરવાથી થાય છે. પ્રભુ પોતે ભગવત્ ગીતામાં શ્રી મુખે કહે છે કે यज्ञानां जपयज्ञोऽस्मि.

આપણને દુઃખો પ્રાપ્ત થવાનું કારણ જોઇશું તો જણાયા સિવાય નહિ રહે કે આપણે પ્રભુથી વિમુખ હોવાથી અત્યારે આપણે દુઃખી છીએ. દુઃખો નિવૃત્ત કરવા આપણે પ્રભુને અંતરમાં સંભારવાને બદલે બહારના જડ ઉપચારો ઉપર શ્રદ્ધા રાખીએ છીએ તેથીજ આપણાં દુઃખો નિવૃત્ત થતાં નથી. દુઃખો એ અજ્ઞાનતા છે અને આપણે તેનો નાશ કરવો હોય તો જ્ઞાન રૂપી શસ્ત્રથી અજ્ઞાનનો નાશ કરવો જોઇએ.

દુઃખો એ અંધકાર છે. માટે જો આપણે તેનો નાશ કરવાનો વિચાર હોય તો તત્કાળ પ્રભુ નામ સ્મરણ રૂપી પ્રકાશને અંધકારમાં પ્રજ્વલિત કરી દેવાની ખાસ જરૂર છે. ૐ આનંદ, આનંદ

અત્રે કેટલીક બાબતો પર વિચાર કરવાની જરૂર છે. આપણું વિમાન પ્રભુ નામ સ્મરણનું છે. વિમાન ચલાવવાની ચાવીનું નામ સત્ય છે. જ્યાં સુધી આપણી પાસે સત્ય હયાત હશે, ત્યાં સુધી આપણું વિમાન ચાલવાને અડચણ આવશે નહિ માટે પ્રથમ આપણે પ્રભુ નામ સ્મરણ રૂપી વિમાનને સત્ય રૂપી ચાવી સંવત ૧૯૭૮ના કારતક સુદી ૬ ના રોજ આપી હતી હવે તે ચાવી આપણે વખતો વખત નિરંતર આપ્યા કરવાની છે. જેમ જેમ આપણી ચાવી ઉપરનો અજ્ઞાન રૂપી મળ સાફ થતો જશે તેમ તેમ આપણે વિમાનનો વેગ વધારી શકીશું. જેમ જેમ આપણામાંથી દુર્ગુણોનો નાશ થશે તેમ તેમ આપણું શસ્ત્ર વધારે તેજસ્વી થશે. જેવી રીતે લોઢાનું હથિયાર જેમ જેમ વાપરવામાં આવે છે તેમ તેમ તેની તેજસ્વીતામાં વધારો થાય છે. સિદ્ધાંતાનુસાર જેમ જેમ આપણા દિવ્ય શસ્ત્રનો, આપણે દુર્ગુણોનો, અનીતિના દૂતોનો નાશ કરવામાં ઉપયોગ કરીશું; તેમ તેમ આપણું શસ્ત્ર સત્ય વધારે પ્રકાશિત થશે.

માટે આપણે આપણા વિમાનને આગળ ચલાવવા તેની કુંચી સત્યને જેમ બને તેમ વધારે તેજસ્વી કરવાની જરૂર છે માટે પ્રથમ જેમ બને તેમ અનીતિના દુતોનો નાશ કરી, સત્યનું સેવન કરી આપણા હૃદયના મળને ધોવાનો પ્રયત્ન કરવો એ આપણી સાચામાં સાચી ફરજ છે કારણ કે પ્રથમ સર્વ સદ્‌ગુણના મૂળ સત્ય ગ્રહણ કરવાથી સર્વ સદ્‌ગુણો અનાયાસે પ્રાપ્ત થાય છે. જેથી આપણા વિમાનને અગણિત મદદ મળે છે. નવો જુસ્સો પ્રાપ્ત થાય છે. આપણા હૃદયના અંધકારનો નાશ થાય છે અને નવીન પ્રકાશનો જુસ્સો પ્રગટી છેવટે સત્યનું, પરમાત્માનું દર્શન થાય છે.

ધારો કે આપણો મિત્ર એક શહેરમાં વસે છે. કિન્તુ તે ગામનું નામ ઘણા દિવસના વિયોગથી આપણે વિસરી ગયા છીએ. જેથી આપણા મિત્રને મળવા આપણે મુંઝાઇએ છીએ કિન્તુ તે શહેરનું નામ યાદ નહિ હોવાથી આપણી મુંઝવણનો કોઇપણ પ્રકારે અંત આવે તેમ દેખાતું નથી. એટલામાં આપણા મિત્રના ગામનો એક માણુસ આપણને અનાયાસે પ્રાપ્ત થયો. આપણે તેને તે શહેરનું નામ પૂછી લીધું તથા રસ્તાનો માર્ગ કઇ તરફ જતાં સરળ થશે જાણીને તે ગામ

પહોંચવા માટે કયે માર્ગે વળવું તે પણ આપણે તેને પૂછયું. તેથી તેણે આપણા ઉપર દયા કરી સરળ રસ્તો બનાવ્યો જેથી આપણે મિત્ર વિરહના પ્રભાવથી તે રસ્તે ઝપાટાબંધ પ્રયાણ શરૂ કર્યું કિન્તુ આપણો મિત્ર જ્યાં વસે છે તે ગામ પહોંચવા માટે તે શહેરનું નામ આપણે યાદ રહેવાને ખાસ જરૂર હોવાથી તે ગામના નામને વારે વારે યાદ કર્યા કરીએ છીએ, કારણ કે જો તે શહેરના નામનું વિસ્મરણ થાય તો આપણને ધારેલે સ્થળે પહોંચતાં ઘણી અડચણો વેઠવી પડે અને કદાચ અવળે રસ્તે ચઢી જવાય તો હેરાન થઇએ તેથી આપણે જે શહેર જવું હોય તે શહેરમાં આપણે જ્યાં સુધી પહોચતા નથી ત્યાં સુધી તે શહેરનું નામ સ્મરણ આપણે સ્વાભાવિક કર્યા કરીએ છીએ તેવીજ રીતે આપણે આપણા મિત્ર, આપણે આપણા સાચા નાથથી ઘણા જન્મોથી, કોટી વરસોથી વિખુટા પડ્યા છીએ. હવે આપણા અંતઃકરણમાં તેને મળવાને વિરહ ઉત્પન્ન થયો છે. જેથી આપણે અકળાઇએ છીએ. તેને કેવી રીતે પ્રાપ્ત કરવો તેની સુજ પડતી નથી. કિન્તુ તરતજ આપણાને સદ્ગુરૂ રૂપી ભોમીયાનો મેળાપ થાય છે. તે આપણને પ્રભુ નામ સ્મરણ રૂપી મંત્ર આપે છે અને ત્યાં જવા માટે સરળ રસ્તો બતાવે છે.

જેમ આપણે મિત્રને શહેર પહોંચવા પ્રથમ તે શહેરનું ચિંત્વન ઉત્સાહથી, ઉમંગથી કરતા હતા તેમજ પ્રભુ પાસે જવા માટે, પ્રભુને પ્રાપ્ત કરવા માટે, પ્રભુને હૃદયમાં ધારણ કરવા માટે, આપણી ઉન્નતિ કરવા માટે, આપણા મૂળ સ્વરૂપને પ્રાપ્ત કરવા માટે, આપણે આનંદ ભોગવવા માટે, આપણે અનીતિના રાજ્યને તિલાંજલી આપી, નીતિ તરફ જવા પ્રથમ પ્રભુ નામ સ્મરણ રૂપી વિમાનનો આશ્રય લેવો જરૂરનો છે. કિન્તુ જેમ મિત્રના શહેર પહોંચવા માટે પ્રથમ તે શહેરનું નામ આપણે યાદ રાખી, ઘરનો ત્યાગ કરતાં પુર્વેજ તે શહેરનું ચીત્ર આપણા લક્ષમાં આવે છે અને જે રસ્તે થઈને તે શહેરમાં પહોંચી શકાય તે રસ્તાનું ચિત્ર પણ આપણા લક્ષમાં લાવવું પડે છે અને આ પ્રમાણે જ્યાં સુધી આપણે કલ્પેલા લક્ષસ્થાન સુધી ન પહોંચીએ ત્યાં સુધી રસ્તો કાપવો પડે છે. જ્યાં સુધી આપણે ધારેલા સ્થળે પહોંચતા નથી ત્યાં સુધી તે ગામનું લક્ષબિંદુ આપણે ભૂલતા નથી અને આગળ ને આગળ પ્રયાણ ચાલુ રાખીએ છીએ અને જ્યારે આપણે ધારેલે સ્થળે પહોંચીએ છીએ ત્યારે આપણે મનમાંથી રસ્તાનું તેમજ શહેરનું ચિત્ર ભૂલી જઈએ છીએ. તેવીજ રીતે આપણે જેવા થવું હોય તેવું એક લક્ષબિંદુ કલ્પી તેના દરેક

ગુણોને ધારણ કરી પ્રયત્ન રૂપી રસ્તો કાપવાની પ્રથમ જરૂર છે. જ્યાં સુધી તે લક્ષબિંદુના ગુણો આપણને પ્રાપ્ત ન થાય ત્યાં સુધી આપણે પ્રયત્ન કરવાની જરૂર છે. જો આપણે પરમાત્માનો સાક્ષાત્કાર કરવો હોય, પ્રભુની કૃપા મેળવવાની કિંચિત્ પણ ઇચ્છા હોય તો પ્રથમ તેના નામ સ્મરણ રૂપી વિમાનમાં બેસી તેના ઉચ્ચ ગુણો ધારણ કરવા જોઇએ. જેવી રીતે મિત્રને પ્રાપ્ત કરવા માટે મિત્રના અનુકરણ વિચારો આપણા પ્રથમ હોવા જોઇએ કારણ કે જો આપણે તેનાથી વિરૂદ્ધ વિચારના હોઇએ તો તે આપણો સ્વીકાર કરે તેમ નથી કિન્તુ જો આપણે તેના વિચારને અનુકૂળ હોઈશું તો તે આપણને તેડવા મિત્રના પ્રબળ સ્નેહથી ખેંચાઇને સામો આવ્યા સિવાય રહેશે નહિ. તેવીજ રીતે પ્રભુના ગુણોને પ્રથમ પ્રાપ્ત કર્યા સિવાય પ્રભુને પ્રાપ્ત કરવાનો વિચાર કરવો તે નિરર્થક છે. જો આપણે પ્રભુની આધીનતા સ્વીકારીશું, જો આપણે સદ્ગુણો, સત્ય, અહિંસા વગેરેને પ્રથમ ધારણ કરીશું તો તે દયાળુ વિભુ આપણા શુદ્ધ પ્રેમથી ખેંચાઇને આપણા હૃદયમાં બિરાજી, તત્કાળ આપણા અંધકારમય હૃદયમાં પ્રકાશ ફેલાવી, છેવટે આપણને તેના દર્શનનો પ્રત્યક્ષ લાભ આપી. આપણી ઉન્નતિ કરી આપણી દરેક અભિલાષાઓ પૂર્ણ કરી દેશે.

હવે પ્રભુ નામ સ્મરણ કેવી રીતે કરવું તેના વિષે મારી અલ્પ બુદ્ધિ અનુસાર કંઈક લખું છું તો તેમાં ભૂલને માટે મને આપના ઉદાર સ્વભાવ મુજબ ક્ષમા આપશો એવી આશા છે.

પ્રભુ નામ સ્મરણના ત્રણ પ્રકાર છે. (૧) જે નામ સ્મરણ હૃદયના ઉંડાણમાંથી શુદ્ધ સાચા પ્રેમના ખરા ઉમળકાથી કિન્તુ હોઠ તેમજ જીભ હાલી નહિ શકવાથી કોઈ સાંભળી શકતું નથી. અને જે વખતે આપણે ઉપર બતાવ્યા પ્રમાણે નામ સ્મરણ કરીએ છીએ તે વખતે આપણને આપણા શરીરમાં કંઈક અલૌકીક ફેરફાર થએલો જોવામાં આવે છે. જાણે આપણે સ્વર્ગ પ્રતિ ઉડતા ન હોઈએ તેમ અનુભવાય છે, આપણી ચંચળ વૃત્તિઓ શાંત થતી જોવામાં આવે છે. આવી રીતે એકાંતમાં બેસી નામ સ્મરણ કરવું તેજ ઉત્તમ છે.

[૨] નામ સ્મરણનો બીજો પ્રકાર એ છે કે જીભ તેમજ હોઠ હાલતાં જે નામોચ્ચાર થાય છે તે. આ પ્રમાણે નામ સ્મરણ કરવાથી દૂરના માણસો સાંભળી શકતા નથી કિન્તુ નજીકના માણસો સાંભળી શકે છે, આ નામ સ્મરણ મધ્યમ છે આવી રીતે નામ સ્મરણ કર્યા કરતાં ઉપરોક્ત નામ સ્મરણનો ઉત્તમ પ્રકાર બતાવ્યો તે શ્રેષ્ઠ છે.

(૩) આ ત્રીજો પ્રકાર ઉપરની બન્ને રીતોથી નામ સ્મરણ કર્યાં કરતાં ઉતરતો છે. આ પ્રમાણે નામ સ્મરણ કરનારા લોકો દુરના માણસો સાંભળે તેમ નામ સ્મરણ કરે છે. મારા ધારવા પ્રમાણે તો આવી રીતે વર્તનારામાંના ઘણાખરા ઢોંગી, દંભી તેમજ પોતાને ઉચ્ચ મનાવવાને ખાતરજ પ્રભુ નામ સ્મરણ કરતા હોય છે કિન્તુ જનસમાજ આવા લોકોને ઓળખી જાય છે માટે પ્રથમ બતાવ્યા પ્રમાણે નામ સ્મરણ કરવું તેજ ઉત્તમ છે.

પવિત્ર બંધુ ! હવે દિવસમાં વર્તવાના કેટલાક સામાન્ય નિયમો લખી આ લેખને પૂર્ણ કરીશ.

૧ દરરોજ સાંજે આશરે નવ વાગે શયન કરવું અને છ કલાક નિદ્રા લઇ સવારે વહેલા ત્રણ કે ચાર વાગે ઉઠવું. વહેલા ઉઠવાથી ઘણાજ ફાયદા છે તે દરેકને વિદિત છે આ જગતના મહાન પુરૂષોનાં જીવન તપાસતાં જણાય છે કે તેઓ દરરોજ વહેલા ઉઠતા હતા.

૨ નાહી સ્વચ્છ થઇ પ્રભુ નામ સ્મરણનો પહેલા પ્રકાર મુજબ વર્તવું, (સવાર, બપોર ને સાંજ) જો કદાચ ત્રણે ટાઇમે નામ સ્મરણ ન થઇ શકે તો સવાર તથા સાંજે તો અવશ્ય કરવુંજ.

૩ હરરોજ હલકું ભોજન લેવું. એકાદશી વગેરે વ્રતો પવિત્રતાથી કરવાં.

૪ પ્રભુની અમૂલ્ય બક્ષીસ એવી જે આપણી જીભ તેનો ખોટો ઉપયોગ ન કરતાં કામ તેટલીજ વાત કરવી. સત્ય બોલવું, અસત્ય બોલી વાણી સામર્થ્યને ગુમાવી દેવું નહિ.

૫ હરરોજ સવારે તથા સાંજે રામાયણ, શ્રીમદ્‌ભાગવત્ તથા ગીતાજી વગેરે શાસ્ત્રોનું વાંચન કલાક તેટલો વખત ન બને તો અડધો કલાક તો અવશ્ય કરવુંજ.

૬ પ્રભુ કંઈ મંદીરમાં ગોંધાઈ રહેતો નથી, તે તો સર્વ વ્યાપક છે. આપણી પાસે છે તેમ જાણી ધંધો નીતિથી કરવો.

૭ સ્ત્રીઓએ હરરોજ સવારે વહેલા ઊઠી પ્રથમ પોતાના પતિદેવને દંડવત્ કરવા. જો પતિ હાજર ન હોય તો તેમના ફોટાને નમન કરવું. ફોટો હાજર ન હોય તો માનસિક ધ્યાન કરી નમન કરવું પતિ આજ્ઞાને લોપવી નહિ એજ સ્ત્રીઓનો સનાતન ધર્મ છે,

૮ બ્રહ્મચર્ય સાચવવા માટે પુરુષોએ સ્ત્રીઓના, અને સ્ત્રીઓએ પુરુષોના અંગથી દુર રહેવું. સંસારીઓને આ નિયમ જેવો તેવો નથી તો તેમને જેમ બને તેમ

બ્રહ્મચર્ય પાળવા પ્રયત્ન કરવો. દરેક માસની ૨,૮, ૧૧, ૧૪, અમાસ, પુનમ તથા બીજા પવિત્ર દિવસો જેવા કે રામનવમી, શિવરાત્રી, જન્માષ્ટમી, વગેરે દિવસો એ તો અવશ્ય બ્રહ્મચર્ય પાળવુંજ.

૯ સુતી વખતે પ્રભુનુ નામ સ્મરણ કરતાં કરતાં નિદ્રાધીન થઈ જવું.

૧૦ ઇંદ્રિયો ઉશ્કેરાય તેવા ખોરાક જેવા કે ડુંગળી લસણ વિગેરેનો ત્યાગ કરવો. તથા ચા, બીડી હુકા, તેવા વ્યસનોનો પણ ત્યાગ કરવો. જો ચાલે તેમ ન હોય તો યુક્તીથી ધીમે ધીમે દુર વ્યસનોથી મુક્ત થવા ચૂકવું નહિ.

વહાલા બંધુ ! છેવટે પ્રભુસ્તુતિ કરી આ પત્ર પૂર્ણ કરૂં છું. મારી અલ્પ બુદ્ધિ અનુસાર જે મેં લખ્યું છે તેમાં ભૂલ હોય તો ક્ષમા.

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु माकश्चिद् दुःखमाप्नुयात् ॥

આ જગતમાં સર્વ પ્રાણીઓ સુખી થાઓ, સર્વ

## વિર્યસ્ત્રાવ-ધાતુની નબળાઈ માટે અકસીર

# ધાતુસ્થંભન ગુટીકા.

પેસાબમાં કે સ્વપ્નામાં ધાતુનુ જવું, કમનાકાત પાણું વગેરે મટાડી વિર્યની છુટ કરી, ઇંદ્રિયના બળનો વધારો કરે છે. વળી આ ગોળીમાં એવો તો ચમત્કારીક ગુણ રહેલો છે કે ગમે તે કારણથી ધાતુ જતી હોય તો ફકત ત્રણજ દીવસમાં આ દવાના સેવનથી ધાતુ જતી બંધ થાય છે. દવા અનુભવ સીદ્ધ છે. માટે એક વખત વિશ્વાસથી વાપરવા અમારી ખાસ ભલામણ છે પરેજ નથી. ડબી ૧ રૂ ૨)

આ સીવાય દરેક જાતની દવાઓ જેવીકે દાદ-ત્થા ખસનો મલમ, અતિસારની દવા, પ્રમેહની અકસી દવા, વિગેરે અમારે ત્યાંથી મળશે.

લખોઃ-

**એમ. એન્ડ એસ. શાહનુ ઔષધાલય.**

મુ. બલીયા તા નડીઆદ (ગુજરાત)